# મોતીશાનાં ઢાળીયાં

રાજુલના બાર મહિના તથા નેમનાથ

ના શલોકા અને સ્તવનો વિગેરે.

૬૪૧

બનાવનાર

વીરવીજય માહારાજ તથા સુરસસી વિગરે.


પ્રસિધકાર "ગુજરાત યુનિયન પ્રેસ"ના માલેક

वाडीलाल दलीचंद



दावाद

છાપના ...ર્દ કરવાનું ઠે૦ માણેકચોક

ભાગ ...ળમા મોતી દલીચંદનું મકાન.

. ૧૯૨૯.——સને ૧૮૭૩ .

કીંમત રૂ૦-૨-૦

# મોતીશાનાં ઢાળીઆં.

ઢાલ ૧ શુહંકર સીધાચલ શેરી, એ દેશી

ઉઠી પ્રભાતે પ્રભુ નમીએ, જઇ વીમલાચલ વીશમીએ;
અંતર ધ્યાન રશે રમીએ, વીમલગેરી રંગ રશે શેવો;
ત્રીભોવન તીરથ નહી એવો, વીમલગેરી રંગ રશે શેવો. ૧
ગેરીસાંગા એક દગ ભરીએ, કોડ હજાર ભવંતરીએ;
સંચા પાતિકડા હરીએ, વીમલ૦ ૨
અમરીત પદ વરવા આવા, પાડવ પંચુહા મુનીરાઆ;
શેત્રુંજેગેરી મુગતી પાવા, વીમલ૦ ૩
જાત્રા વિના ભોજન ન કરે, સુરશાની અભિગ્રહપુરે;
પુરવ ભવે શું શોક હરે, વીમલ૦ ૪
ખટમાશી જીન ધ્યાન ધરે, શુકરાજા નિજ રાજ વરે;
શેત્રુંજઅગેરી નામ કરે. વીમલ૦ ૫
સંઘવી પઇ સંઘ લેઇ ચાલે, શીધાચલ પંચશનાત્ર કરે;
શીરપર રાયણ દુધ ઝરે. વીમલ૦ ૬
ગુરૂ ઉપદેશ વચન વાશી, મુંબાઇબંદર રેહેવાશી;
સુરનર ગાવે શોભાશી વીમલ૦ ૭
અમીચંદ શાકરચંદ તણા, કળીજુગમાં કલ્પ વૃક્ષ બન્યા;
ઉપગારી તરૂ છાપ ઘણા. વીમલ૦ ૮

શેઠ મોતીશા ધનરાસે, પુરે દાન દુખીઆની આશે;
કલકત્તા વળી મદ્રાશે. વીમલ૦ ૯
દરીઆ માંહી ઝાઝ ઘણા, ચીન દેશ વિલાત શુણા;
શેઠ મોતીશા નામ તણા. વીમલ૦ ૧૦
કુંવરપદે ખીમચંદભાઇ, ઈંદ્રજપતશુ ઠકરાઇ;
પુરણ પરભવ સુ કમાઇ. વીમલ૦ ૧૧
શીધગેરી ઉપર ટુંક તણી, શેઠ મોતીશાને હુંશ ઘણી;
શી શુભ વીર વચન સુણી. વીમલ૦ ૧૨



ઢાલ ૨ આંબાળામે તું સજની મોરી રજની કિહાં
રમી આવીજીરે, એ દેશી.

સંવત અઢારસેં અડાશી માંહે, શીધગેરી શીખરવી ચાલેજીરે;
કુંટાસરનો ખાડો મોટો, શેઠજી નયણે નીહાલે મનને મોજેજીરે
અંતર નયણાનિહાલે મનને મોજેજીરે. ૧
ભવગરતાં પુરણને હેતે, ખાંત મહુરત ત્યાં કીધુંજીરે;
સરસરપાવ ઘણા જાચકને, દાન અતુલ્ય ત્યાં દીધું મન૦ ૨
ચોથે આરે બહુ ધનવંતા, પણ નવી ખાડો પુરાવ્યોજીરે;
આ કાળે મોતીશા શેઠે, કનક રૂપૈએ ભરાવ્યો મન૦ ૩
તે ઉપર જબ ટુંક બતાવે, મધ્યે ચૈત્ય વીશાલાજીરે;
આજુ બાજુ ચૈત ઘણ છે, જંબુ તરૂ પરિવાર મન૦ ૪
શ્રીઋષભદેવ પુડરીક પ્રમુખની; પડીમા ત્રણસેં જાણીજીરે;

નગ્રી ભરાવી ચીત્ત ઉદારે, લિખીશું શાસ્ત્ર પ્રમાણ. મન૦ ૫
અંજનશલાખા પરમુખ શામગ્રી, મેળવતાં ગુરૂ સંગેજીરે;
નવલાખ પણ તીશસેસ રૂપૈયા, ખરચાણા મનરંગે. મન૦ ૬
અમરચંદ ખીમચંદ દમણના, શેઠજી આગે પ્રધાનોજીરે;
ભાઈ અનોપચંદ દાખ સહોદર, અવસર ઉચીતના જાણ. મ૦ ૭
મોટા મંદીર પાંસે દેહેરૂં, તે પણ શિખર કરાવે જીરે;
ધર્મનાથ આદે બહુ પડીમા, સુંદર તેહ ભરાવે. મન૦ ૮
શશી મંડળ ફરતા ગ્રહમંડળ, નામ જીન ચૈત ઘણુંરાજીરે;
શેઠુરાગમે કારીગર કામે, લાગે ઉઠી સવારૂ. મન૦ ૯
કલ્યાણજી કાહાનજીનો નંદન દીપચંદ ગુણ પ્રણમેજીરે;
એ ટુંક પાછળ ટુંક કરાવે, શેઠ મોતીશા હુકમે. મન૦ ૧૦
તાણુંઆમાં મહુરત લીધું, અંજનસલાખા કેરૂંજીરે;
શ્રી શુભ વીર જીનેશ્વર ભગતે, ઉલશીત ચીત્ત ભલેરૂ મ૦ ૧૧

## ઢાલ ૩. અનીઆરે વાલોજી વાયછે વાંસલીરે

એ દેશી.

અનીહારે શેઠ સજાઈ કર સંઘનારે, તે સાંભળી દેશવીદેશ,
લોક સને ઘણા સંઘમાંરે, અનીહારે દેવ ઘણા દેવ લોકમાંરૂ
શેઠના ગુણ ગાય વિશેશ, લોક સને ઘણા સંઘમાંરૂ. ૧
અનીહારે દાક્ષણતા ગુણ શેઠનારે, પારસસમ સ્વર્ણ ગ[illegible]
લોક૦ ૨ અનીહારે દાક્ષણતાપણું આપણુંરે, નહી લોપે એમ

દીલ થાપ લોક૦ ૪ અનીહારે સ્વર્ગે શેઠને નુતરયારે, કરા પાવન અમ ઘર આજ લોક૦ ૪ અનીહારે ગામ ગયા સુતા જાગશેરે, રૂએ વણશે ઘરના કાજ લોક૦ ૫ અનીહારે ખીમચંદ ભાઈને શેઠજીરે, દીએ હેત શીખામણ સાર લોક૦ ૬ અનીહારે પુત્ર સવાઈ પુન્યે હજોરે, કુળ દીપકછો નિરધાર લોક ૭ અનીહારે સંઘવીપદ ધરી સાચવોરે, પ્રતિષ્ટા સંઘ હજુર લોક૦ ૭ અનીહારે ગુરૂ ભગતી ગુણ દાનથીરે; કાઢે જો દાલીદ્ર દુર લોક૦ ૯ અનીહારે પત્ર લખી પેઠી થજોરે, તે માંહી સરવે વીચાર. લોક૦ ૧૦ અનીહારે ભાદરવો આણુંઆ તણોરે, શુદ પડવેને રવિવાર. લોક૦ ૧૧ અનીહારે મહુરત લેઈ શીધાવીયારે, કાંઈ- શેઠજી સ્વર્ગ૦ મોઝાર લોક૦ ૧૨ અનીહારે મોતીશાજી મરણ ગયારે, એમ બોલે તે લોકગમાર. લોક૦ ૧૩ અનીહારે બીજે દીને શશી ઉગીઓરે,, જોવા ખીમચંદભાઈ દેદાર. લોક૦ ૧૪ અનીહારે સજન તે સુખીયા થયારે, નથી ધરવો શોક લગાર. લોક૦ ૧૫ અનીહારે બણ તો માસ વીતી ગયારે, તેનકા ગમ છોડી હાશ લોક૦ ૧૬ અનીહારે અમરચંદ સમજાવતાંરે, જબ આવે માગશર માસ લોક૦ ૧૭ અનીહારે ઉજલી તીજે કંકોતરીરે, લખી દેશ દેશ મોઝાર લોક૦૧૮ અનીહારે પોષ તણી શુદ સાતમેરે, કાંઈ દેરા દીધા ઘાહાર લોક૦ ૧૯ અનીહારે ખીમચંદ ભાઈ હરતી ચઢયારે, કરે ટોપીવાળો સરપાવ. લોક૦ ૨૦ અનીહારે શી શુભ વી

૨ મંડળીકનારે, હોય શબ્દે શુકનના ભાવ લોક૦ ૧૨

---

ઢાલ ૪ તોરણ આઈ કર્યું ચલેરે, એ દેશી.

સંઘવી હસ્તી શીરે ચઢ્યોરે, વધાવતી વરનાર સલુણા;
દેહેરાસર આગે કરીરે, દેરા દીધા પુર બાહાર સલુણા;
રંગ રશીલા સાંભળોરે, સંઘની શોભા અપાર સલુણા.
રંગ૦ ૧ આંકણી

પાછળ કોરટના ધણીરે, દીએ પરમાણસ નુર સલુણા;
હુકમ શેઠ ખીમચંદનોરે, રાજા રહે હજુર સલુણા; રં૦ ૨
સંઘ લેઇ શીખામણરે, ઉતરીઆ જઇ ઠેઠ સલુણા;
પોષ વદી પડવે દીનેરે, વંદ્યા જીન કરી ભેટ સલુણા. ૨ ૪
ડેરાં તંબુ કચેરિયોરે, દેખી દેવ વીમાન સલુણા;
કંપની બાહાદુર વાવટોરે, વાજિંત્ર ફુરકે નિશાન સલુણા, રં૦ ૪
રાજ નગરના સંઘવીરે, શેઠ હિમાભાઈ આપ સલુણા;
મોહોટા નાનાં સંઘવીરે, તે પણ ભેળા થાય સલુણા રં૦ ૫
સોરઠ કછ હલારનારે, ગુજરાતી ગોલવાડ સલુણા;
પુરણ દક્ષણ માળવીરે, મરૂધરને મેવાડ સલુણા રં૦ ૬
સંઘ સવા લાખ આશરેરે, સંજન એક હજાર સલુણા;
કરી મંડપ પરધાવતારે, પડીમા પાંચ હજાર સલુણા રં૦ ૭
માતા દીવાળી બાઇનેરે, દેખી હરખ ન માય સલુણા;
પુત્ર વધામણી શેઠનેરે, દેવા સ્વર્ગે સધાય સલુણા, રં૦

શેઠ મોતીશા સાંભળીરે, શાહાજી કરે તતખેવ સલુણા;
શાલીભદ્રને પુરતારે જેમ ગોભદરહે દેવ સલુણા. રં૦ ૯
બીંબ પ્રતિષ્ટા અંજનેરે, મુહુરત લીઓ શીકાર સલુણા;
માહામાશે જોશી દીઓરે શુદ દશમી બુધવાર સલુણા રં૦ ૧૦
તાગછ ખડતર સાગરૂરે, સુરવર ત્રણ મીલાપ સલુંણા;
વદ દશમી જળ જાત્રારે, તિરથના જળ લાય સલુંણા રં૦ ૧૧
જાપમ ચડી એક દેવતારે, મંડપ બીંબ સુહાય સલુંણા;
દ્વાદશી કુંભ થાપણારે, રાતી જગા નીત થાય સલુણા રં૦ ૧૨
શ્રીફળ આદે પ્રભાવનારે, દેતા નવ નવી ચીજ સલુંણા;
શત્રુંજય સંઘ દાવા જગમગેરે, લેતો વીરવા વીજ સલુંણા રં૦ ૧૩
પુજન નંદા વરતનુરે, દીશા વીદેશા બળીદાન સલુંણા;
ગ્રહદીગપાલની થાપનારે, મંત્ર કરી અહવાન સલુંણા રં૦ ૧૪
ખીમચંદ ભાઇના સંઘનેરે, આનીષ કરજો દેવ સલુણા;
શીશુભ વીરને આશરેરે, સુખ લીલા નીત મેવ સલુંણા રં૦ ૧૫

---

## ઢાલ ૫.

ચોથે દીને ખેતરપાળનેરેલોલ, શાશનની રખવાળનેરેલોલ;
ચોસઠ ઈંદ્રને નોતરચારેલોલ, બાહાર ભુતલ બળી બાકલારેલોલ
પુજી કરી શીદ્ધ ચક્રનેરેલોલ, વીશ સ્થાનક પંચમે દીનેરેલોલ.
શેઠ શેઠાણી રૂડે મનેરેલોલ, ઈંદ્ર ઈંદ્રાણી છઠે દીનેરેલોલ
ચવનકલ્યાણક સાતમેરેલોલ, સ્વર્ગે પછી ધર ભાઠવેરેલોલ;

શોલ સુપન રાત્રીશીરરેલોલ,સુપન પાઠક ફળ ઉચરરેલોલ ૩
જન્મ્યા પ્રભુની વધામણીરેલોલ, સંચરી ઈંદ્ર દીસે .ધણીરેલોલ
છપનદીગ કુમરી નમેરેલોલ, રાતે ઉત્સવ દીન સાતમેરેલોલ;૪
કુળ ધરે નવરાવતીરેલોલ, પુજી ઘેર પધરાવતીરેલોલ;
ભેટ કરી ગુણ ગાવતીરેલોલ, રાશ રમી ઘેર જાવતારેલોલ. ૫
આઠ ઈંદ્રાણી આવતીરેલોલ, હાથમા લેઈ કંકાવટીરેલોલ;
ખીંખ નવા સંગાથશુંરેલોલ, તિલક કરે નીજ હાથશુંરેલોલ. ૬
ઈંદ્ર ચોશઠ હવે મલ્યારેલોલ,ખીમચંદભાઈ ઘરે આવીયારેલોલ
શોહમ ઈંદ્ર મુગટ શીરેરેલોલ, હસ્તી શીર ચમર ઢલેરેલોલ. ૭
ઈંદ્ર ઘણા મુગટે જડ્યારેલોલ, ચારશ રથ ઘોડે ચઢ્યારેલોલ;
પાલખીઓને મેના ઘણારેલોલ, શાજન કેરી નહી મણારેલોલ
રાગ તાન ઘણી જાતનારેલોલ, વાજાં તે વાગે વીલાતનારેલોલ
વરઘોડો મારગ સંચરચોરેલોલ, મંડપમાં જઈ ઉતરચોરેલોલ;૯
મેરૂ શીહાશન બેશીઆરેલોલ નાથને ઓળે નિવેશીયારેલોલ;
ઈંદ્ર ચોશઠ નમન કરેરેલોલ, પછે હીમાભાઈ ઓળે ધરેરેલોલ.
શેઠ ખીમચંદભાઈ ગંગાજળેરેલોલ,નાથ શીર કળશા ઢળેરેલોલ
પ્રછી કનક કુશમે કરેરે લોલ, ઈંદ્ર ગયા ઘેર ઠાઠમાંરે લોલ;
શનાત્ર ઓછોતશી આઠમેરેલોલ, દેવત પડીમા થરેરેલોલ;
દેવ બળીએ આપતારેલોલ, બાળ ક્રીડા નિશાળનારેલોલ;
ઉત્સવ રંગ વધામણારેલોલ, જોવન વય પ્રભુ પામતારેલોલ;
શ્રી શુભ વીર પરણાવતારે લોલ ૧૩

---

હવે વિવાહ સામગરી મેહેલીરે, એ દેશી.

હવે વિવાહનો વરઘોડોરે, ભલો વર કન્યાનો જોડોરે,
સાજન શાભેલા સાથેરે, રાગણુ દીવો મુધી વહુને હાથેરે
જયવંતાજી ૧

એમચંદ ભાઈ પ્રભુ કર ધરીઆરે, અમરચંદ ઘેર ઉતરીઆરે
ચોરી પુખી નરી વહુ લાવ્યારે, વરકન્યા ત્યાં પ્રણાવ્યારે જ.
માંહો માંહે વસ્ત્ર ઘરાણાંરે, વરકન્યાને નજરાણાંરે;
હામ પક્ષે ધવળ ગવરાવેરે, પછી મંડપ ઘર પધરાવેરે.જ,
રાજભાર ધરી કર લીલારે, લોકાંતિક દિક્ષા વેળારે,
પ્રભુ હુકમ લેઈ બહુ માનરે, શેઠ દેતા વરશીદાનરે. જય.
નવમો વરઘોડો સારરે, લેઈ પંચ માહાવરત ભારરે;
શેઠ ઈંદ્રતણો અવતારરે, જીન ખંડ ઠવે દો શાળારે, જય.
બિંબ કેસર સુગંધરે, દશમે દીન કંકણ બાંધીરે;
ગુરૂ મંત્ર પવિત્ર સુરંગીરે, મીંઢળને મરડાસંગીરે. જય૦ ૬
પીઠીકા ધુપ દીપક સેણારે, બળ બાકુલાને પાણીરે;
સધળે નાખી પરતે કેરરે, કોસંબી વસ્ત્ર ઢાંકેરે. જય૦ ૭
ચૈતવંદન વસ્ત્ર ઉઘાડીરે, અધિષ્ટાયક થાપના કારીહ;
થીર લગ્નને વાસ્તે બળીએરે, શુધ અંજન શોવન સળીએરે
દશમી બુધવાર જગીશરે, ઘડી બારને પળ એકવીસરે;
કરે અંજન નયન વીશાળારે, જોતી પ્રગટ થઈ તે વેળારે જ.
મુળ નાયક આદે ધારીરે, પૂખાણ કરે તે સારૂ રાણીરે;
હવ મંગળ વાજાં વાજેરે, સહુ બિંબને શેઠજી પુજેરે જ૦

કલ્યાણક પંચ સુહાવોરે શીર સુંદરી તિલક વધાવોરે
ઓછતશી શનાત્ર કરાવોરે શુભ વીર વચન રસ ગાવોરે, ૪૦

---

## ઢાલ ૭ એક સમે શામળીઆજી એ દેશી.

મંડપ ઉભા એમ કહે મન મોહનજી, કાંઇ સંઘવી સંઘવન
હોય, ગંનડું મોહુંરે મન મોહનજી, ભવોભવ સરણ તુમારડું
મન મોહનજી, આદિશર અગને હોય મન૦ ૧
જન્મ શફળ એમે માનશું મન૦ જીન મંડળી મુખડાં દે
ખ મન૦ ભુખાણ આગર છત્રશું મન૦ પ્રભુ આગળ ભે
ટ વીશેશ મન૦ ૨ સમોવસરણ વાનગી મન૦ શીખરે શ્રી
ઉપર મેં કિધ મન૦ ત્યાં સાહિબને પધરાવિયા મન૦
પ્રભુ આગળ ભેટ વીશેશ મન૦ ૩ અમરચંદ ધન વાવરે
મન૦ રાજા મંત્રી સમજાણા મન૦ પ્રભુ નોતરી ઘેર આ
વિયા મન૦ ઉપર ઉત્સવ મંડાણ મન૦ ૪ માહા વદી બી
જે સ્થાપિયા મન૦ મુળનાયક રીખભ જીણંદ મન૦ પુડરીક
ગણધર સન મુખે મન૦ આનંદી તે શેઠ ખીમચંદ મન૦
વિમળ વશી ખડતર વશી મન૦ છીપાવશી ત્રીજી જાણ
મન૦ પ્રેમાવશી ચોથી ભલી મન૦ મોતી વશી મંડાણ
મન૦ એ વશી છે પંચમી મન૦ જીમ પાચ ગ્યાન વિશા
ળ મન૦ વખત વશી છઠી ભલી મન૦ બાળાવશી સાતમી
સાર મન૦ ૭ શાકરચંદ પ્રેમચંદની મન૦ કુંઇપાસની ટુંક

વિચાર મન૦ કુંટાશન એકેશરી મન૦ પંચમી વકાસણી રખ વાળ મન૦ ૮ સ્વામી ઉત્સવ બહુ કરયા મન૦ ધન ખરચ લખ્યું નહી જાય મન૦ ગરૂ પધરામણી બહુ કરી મન૦ પૂજાદિક શનાત્ર ભણાય મન૦ સંઘમાલ શુદી ફાગણ મન૦ બુધ બીજ ઉત્સવ થાય મન૦ આ જગમાં આવારતા મન૦ કંઈ પડઘો નવી હેવાય મન૦ ૧૦ તાલ ધજાદિક તીરથે મન૦ વદી વળીયા નીજ ઘેર મન૦ પુન્ય કરીને અવતરીયા મન૦ આગળ પુન્ય બાંધે એહ મન૦ ૧૧ તીરથ રૂપ એ સંઘ છે મન૦ ભગવતી સુત્રે એ પાઠ મન૦ ગુણવતના ગુણ એમ સુણ્યા મન૦ આ સંઘનો દેખી ઠાઠ મન૦ ૧૨ ખેમાવિજય જશ ગુરૂ તણા મન૦ શી શુભ વીરવિજય મુની રાજ મન૦ પ્રભુસે મગન સદા સુખી મન૦ કહે વિરવિજય માહારાજ મન૦ ૧૩.

---

# રાજુલના બાર મહીના

મધુબિંદુ સમો સંસાર મુઝાના માલતાં, સંસાર સુખી અણગાર જીણેશ્વર બાલતાં. આંકણી

સખી તોરણ આઇ કંથ ગયા નિજ મંદિરે, જેને નજર મેળાવો કીધ તે મુજ સાંભરે; ઘેર લાવંતા ઝાલી હાથ હું હેઠી ઉતરી, પણ ફરી વરઘોડો આજ છબીલે છેતરી મ૦

ગા० १ સખી શારૂ કહું અવદાત વિજોગી દુખી તણા, દુનીયામાં દુરીજન લોક હાંસી કરે ઘણા; મીઠી લાગે પરની વાત, આગન પગ ના લહે, કેહેના મોભ ચુવે કેના નેવ તે મુખ ના કહે મ० ગા० २ સખી શ્રાવણ છે મેહુલીરે મ હીઅરીઆ તળે, છો છટકી વારઘી વેલ વાળી ના વળે; કામ કરતી ફરતી ઘરતી ઝરતી વાદળી, ગયો શ્રાવણ મા સ નિરાસ રાજુલ એકલી. મ० ગા० ३ સખી ભાદરવે ભ રથાર વિના કેમ રીઝીએ, વીર હાનલ ઉઠી ઝાલ ધુમા વિના દાઝીએ, ફુળ પાકયાં કારણસ સાર ના ખાઇ બેલીએ; હોત દુખના દાહાડા બે ચાર આંધેરા કેલીએ મ० ગા० ४ વળે આસો માસે સેવ સુંવાળી સુખડી, બધા કરેરે દસરાના દન દીવાળી ઢૂકડી; સખી લાંઘણ કરીએ લાખ સરસ ન વી ભોજના, રંગ તાનને નાટક સાર પીઉ વિના પેખના; મ० ગા० ५ માસ કારતકે કેલ કરે નરનારી બાગમાં; જેને માસે ટમુકે ટાઢ કુમારી રાગમાં; જેના વાલમ ગયા વિદેશ સંદેશા મોકલે, મારે ગામ ધણી ઘર વાટ; વશે પિયું વેગળે મ० ६ સખી માગસરૂ માગણનારૂ મનોરથ પુરતાં, મને મે લી ગયા બાળે વેશ ચતુર ગુણ ચુરતાં; સખી કોઇરે સંદે શા લેઇરે આવે આજ મુજ કને, તેને દેઉંરે મોતનકો હાર અમુલખ ભુષણ. ગ० ७ પોષ માસે પોતાની છોડી શિયા ળે આલીયાં, વાહાલેસર વિના વેરણ રાત સુના મેહેલ મા લીયાં; જાય જોબનિયું ભરપુર અરણ જેમ માલતી; જેના

પેઉ ગયા પરદેશ દુઃખે દીન કાઢતી, મ૦ ૮ પેઉ માહા મા સે મત જાઆર હિમાળો હાલશે, રઅણી એક તે વરસ સમાન વિજોગે સાલસે; લંકાથી સીતા ખટ માસ રામ ઘેર લાવિયા, એવા વહી ગયા સાતે માસ પ્રિતમ ઘેર ન આવિયા, મ૦ ૯ હલકારા હસંત વસંત આકાસેથી ઉતરયો, માનુ ફાગુણ સુરનરરાય મળીને નુતરો; હોળી ખેલે ગોપી ગોવીંદ હમુ ઘેર આવતી, અલીકેસુ જંપાપાત વિજોગે માલતી મ૦ ૧૦ સખી ચઈતરે અંત પક્ષી વીછોહી વાલમે; આવા દુખના દાહાડા કેમ જાય ઉગે રવી આપમે, આંખ મીચાય ને મળી જાયરે ઉઘાડે વેગળો, શામળિયો સીખ રવરૂપ સપેઉમાં આગમો મ૦ ૧૧ રમે હંશ જુગલ શુક મોર ચકોર સરોવરે, નિજ નાથ સહીઅરની શાથ સુખે રમે વણ ઘરે; મુખ મંજરી આંબા ડાળરે કોયલ ટઉકતી, સખી વામમાં વીત્યો વસંત રૂએ રાજેમતી, મ૦ ૧૨ સખી વઇશાખ વન માંહીરે હિંચોળે હિંચતા, કદલી ફુલ ઘર ખીછાય ખુશીથી નાચતાં; સરોવર જળ કમળે કેલ કરંતારે રાજવી, મુજ સરખી છબીલી નાર લગ્ન લેઈ લાજવી, મ૦ ૧૩ જેઠ માસે જુલમતા તાપ તપંતાં ભુતલા આઠ માસનો મેઘ વિજોગ બળે તરૂ કુતલા; પશુ પંખી વિશામા પાયરે સિતળ છાયા તરૂ; મારે પેઉ વિના નહી વિશ્રામ નાતીનેરે નોતરૂં, મ૦ ૧૪ સખી આવીઓ માસ અશાડ ભરે જળ વાદળી, ગરજાવર ટહુકે મોર ઝબુકે વીજળી; વરસાતે વસુધા નવ પલ્લવ હુ

रिया धरे, नदी नाळे भरीआं नीर बपइओ पीउ पीउ क
रु म० १५ चोमासे करे तरु माळ रमंता पंखिया, एम
वित्यारु बारे मास प्रीतम घेर ना आविया, श्रावण छठे
स्वामी गया सेहेसावने, लेइ संजग केवळी थाय दीन पं
चावने म० १६ नेम मुखथी राजुल नव भव नेह नीहा
ळती, वेराग सुधारस लीन सदा मन वालती, कालंतरे ने
म दयाळे तीहां देशनादेई, प्रभु हाथ साहेली साथ राजुल
दीक्षा लेइ. म० १७ लेई केवळी करी पशी साथ बेउ जुगते
भया, बेनी प्रीत सांधी अनंत भागे भळा थया; शुभ वीर
वीजय सुख लीन मगन विशेषता म० १८

---

# नेमनाथनो शलोको

सरस्वती माता तम पाय लागुं देव गरुतणी आना मागुं;
जीभा अग्रे तुं बेसजे आइ, वाणी ताणीतो करजे सवाइ
आघो पाछो कोइ अक्षर थावे माफ करजो जे दोश कांई
ना आवे, तगण सगणने जगणना ठाठ, ते आद देई
गणछे आठ, कीया साराने कीया नखेद तेनो हुं नवी जाणुं
ऊकारथ भेद, कवीजन आगळ माहारी शी मति दोश टाळजो
माता सरस्वती, नेमजी केरो कहु शलोको, एक चीतेथी सा
भळजो लोको; राणी शीवादेवी समुद्रराजा, ते कुळ आव्या

करना दीवाजा ४ गर्भे कारतग वद बारशी रह्या, नवम शवाका आठ दीन थय; प्रभुजी जन्म्यानी तारीख जाणुं श्रावण शुद पांचम ची त्रा वखाणुं; जन्म्या तणी तो नोबत्तो वागी, माता पीताने क्रीधा वड भागी; तरीआं तोरण बांध्यां छे बाहार भरी मुगताफळ वधावे नार. ७ अनुक्रमे प्रभुजी मोटेरा थाय क्रीडा करवाने नेमजी जाय; सरखे सरखां छे संगाथे छोरा, लटके बहु मुला कलंगी तोरा रमत करता जायछे तीहां दीठी आयुधशाळाछे जीहां; नेम पुछेछे सांभळो भ्रांत, आते शुं छेरे कहोने वात, तारे सरखो सहु बोल्या तीहां वाणु, सांभळो नेम चतुर सुजाण; तमारा भाई क्रश्नजी कहीए तेने बांधवा आयुध जोईए; शंख चक्रने गदा ए नाम बीजो बांधवा घाले नही हाम; एवो बीजो कोई बळीओ जो थाय, आवां आयुध ते णे बंधाय; नेम कहेछे घालुं हुं हाम; एमां मारे शुं मोटुं छे काम; एवुं कहीने शंखज लीधो पोते वगाडी नादज कीधो; ते टाणे मोहोटो थयो डमडोल; साहेरनां नीर चढ्यां कलोल, परवतनी टुंको पडवाने लागी, हाथी घोडा तो जाय छे भागी; कबकी नारीओ नव लागी वार, त्रुटया नवसरा मोतीना हार; धरा धुजीने मेघ गडगडीआ, मोटी ईमारतो त्रुटीने पडीआ; सहुनां काळजां फरवाने लाग्यां, स्त्री पुरुष जाय छे भाग्यां; क्रश्न बळभद्र करे छे वात, भाई शो थयो आते उत्पात, शंख नादतो बीजे नव थाय

હુવો બળીઓ તો કોણ કહેવાય; કાહાડો ખબર જે આતે શું થયું, ભાગ્યું નગર કે કાંઈ ઉગરયું, તે ટાણે કમ પા મ્યા વધાઈ, એંતો તમારો નેમજી ભાઈ; કમ પુછેછે નેમને વાત ભાઈ શો કીધો આતે ઉતપાત, નેમજી કેહેછે સાંભળો હરી, મેંતો અમરતી રમત કરી; અતુળી બળ દીઠું નાનુ કે વેસે; કરનજી જાણે રાજને લેશે; ત્યારે વિચાર્યું આદ મોરારી, એને પરણાવું સુંદર નારી; તારે બળ એનું ઓ છુંજ થાય; તો તો આપકે અહિં રેહેવાય, એવો વિચાર મ નમાં આણી, તેડ્યાં લક્ષ્મીજી આદે પટરાણી; જળક્રીડા ક રવા સરવે જાઓ, નેમને તમો વિવાહ મનાવો; ચાલી પટ રાણી સરવે સાંજે, ચાલો દેવરિયા નાવાને કાજે; જળક્રીડા કરતાં બોલ્યાં રૂક્ષમણી, દેવરિયા પરણો છબીલી રાણી; વા હા નવ રહીએ દેવર નગીના, લાવો દેરાણી રંગનાભીનાં; નારી વિના તો દુખ બહુ છે ધાડું, કોણ રાખશે બાહાર ઉ ઘાડું; પરણ્યા વિના તો હવે કેમ ચાલે, ફરી લટકોને ઘર માં કોણ માલે, ચુલો ફુંકશો પાણીને ગળશો, વેહેલા મોડા તો ભોજન મળશો, બારણે જાશો અટકાવી તાળું, આવી આસુરા કરશો વાળુ, દીવાને બતી કોણજ કરશે, લીપ્યા વિ નાં તો ઉચેરા વળશે, વાસણ ઉપર તો નહી આવે તેજ, કોણ પાથરસે તમારી સેજ, પ્રભાતે લુખા ખાખરા ખાસો; દે વતા લેવા સાંજરે જાશો, પેટની વાતો કોને કેહેવાશે, તે દી ન નારીનો ઓરતો થાશે, પરણો આવીને પાછા જો જાશે;

દેશ વિદેશે વાનો બહુ થાશે, ૨૫ મોટાના છોરૂ નાનેથી વ
રીઆ, મારૂ કહ્યુ તો માનો દેવરીયા, ત્યારે સતભામા બોલ્યાં
ત્યાં વાણ, સાંભળો દેવરીયા ચતુરસુજાણ; ભાભીનો ભરૂસો
નાસીને જાશે, પરણ્યા વીના કોણ પોતાની થાશે, પેહેરી એ
ઢીને આંગણે ફરશે, આઆં વાનાંતો તમને કરશે ૨૭
ઊંચાં મન ભાભી કેરાં કેમ શેહેશો, સુખની દુખ વાતો
કોણ આગળ કેહેશો; માટે પરણોને પાતળીયા રાણી,
હુંતો નહી આપુ નાવાને પાણી. ૨૮ વાંઢા દેવરને વીસવાસે
રહીએ સધા વાહાલામાં હલકાંજ થઈએ, પરણ્યા વિનાતો
સુખ કેમ થાશે, સગાને ઘેર ગાવા કોણ જાશે ૨૯ ગણેસ
વધાવા કોને મોકલશો તમો જાશોતો શી રીતે ખલશો; દેરાણી
કેરો પાડ જાનીસુ, છોરૂ થાશેતો વીવાહ માણીસુ. ૩૦ માટે
દેવરીયા દેરાણી લાવો, અમ પર નથી તમારો દાવો; તારે
રાધીકા આધેરાં આવી, બોલ્યાં વચનો મોંહ મલકાવી. ૩૧
શીવાતો કરો સરવે સખી, નારી પરણવી રમત નથી; કા
પર પુરશનું નથી એ કામ, વાવરવા જોઈએ ઝાઝેરા દામ.
૩૨ ઝાંઝર નપુરને ઝીણી જવ માળા, આણવટ વીછુવા ઘા
ટે રૂપાળા; પગપાને ઝાઝી ઘુઘરીઓ જોઈએ, મોટે સાંકળે
ઘુઘરા સોઈએ. ૩૩ સોના ચુડીલે ઘુઘરીના ઘાટ, છલા
અંગુઠી આરીસા ઠાઠ; ઘુઘરી પોંચી વાંક સોનેરી; અંદન
ચુડીની ભાત ભલેરી. ૩૪ કલ્લી સાંકળા ઉપર શીહ મોહો
રા, મરકટ બહુ મુલા નંગ ભલેરાં; તુળશી પાટીયાં જડાવ જો

ઇએ, કાળીગાંઠીથી મનડું મોહીએ. ૪૫ કલ્લી સોહીએ ઘુ ઘરીઆળી, મનડું લોભાય ઝુમણું ભાળી; નવસરા હાર મો તીની માળા, કાને ટોડીઆ સોનેરી ગાળા. ૩૬ મચકણીઆં જોઇએ મુલ ઝાઝાંનાં, જીણાં મોતી પાણી તાજાનાં; લીલાવ ટ ટીલી શોભે બહુ સારી, ઉપર દામણી મુલની ભારી. ૩૭ ચાર ચુંદડી ઘરચોળાં સાડી, પીલી પટોળી મુલના ભારી, આટ આરડીઆ કશબી જોઇએ, દશરા દીવાળી પેહેરવા જો ઇએ, ૩૮ મોંઘા મુલના કમખા કેહેવાય, એવડું નેમથી પુ રૂં કેમ થાય; માટે પરણવાની પાડે છે નાય, નારીનું પુરૂં શી રીતે થાય. ૩૯ ત્યારે લક્ષ્મીજી બોલ્યાં પટરાણી, દીયરના મનની વાતો મેં જાણી; તમારૂં વેણ માથે ધરીશું, બહુનું પુરૂં અમો કરીશું. ૪૦ માટે પરણોને અનોપમ ના રી, તમારો ભાઇ દેવ મોરારી; બત્રીશ હજાર નારછે જેને, એકનો પાડ ચડસે તેને. ૪૧ માટે રૂદીએથી ફીકર ટાળો; કાકાજી કેરૂ ઘર અજવાળો; એવું સાંભળી નેમ તાંહાં હસી આ; ભાભીના બોલ રૂદીઆમાં વશીઆ ૪૨ તાંહાંતો ક્રષ્ણ ને દીધી વધાઇ નાચે પરણસે તમારો ભાઇ; ઉગ્રસેન રા જા ઘેર છે બેટી, નામે રાજુલ ગુણની પેટી. ૪૩ નેમજી કેરા વિવાહ તાંહાં કીધો, શુભ લગનનો દીવસ લીધો: મંડ પ ઘાલ્યા ક્રષ્ણજી રાય; નેમને નીત્ય ફુલેકાં થાય. ૪૪ પી ઠી ચોળેને માનની ગાય; ધવળ મંગળ અતી વરતાય; તરી આં તોરણ બાંધ્યાં છે બાહારં, મળી સોહાસણ નેમને બાય

૪૫ જાન સજાઈ કરે ત્યાં સાગી,હળબલ કરે દેવ મોરારી; વહુઆરૂ વાતો, કરેછે છાને;નહી રહીએ ઘેર જઈશું જાને; ૪૬. છપનક્રોડ જાદવનો સાથ; મળ્યા ક્રશનને બળભદ્ર ભ્રાત; ચડીઆ ઘોડલે મેના અસ્વાર,સુખપાળો કેરા લાભે ન હી પાર. ૪૭ ઘોડવેલ્યો આરોઠા બગીઓ બહુ જોડી, મેના ગાડીઓ જોતરીઆ ઘોડી, બેઠા જાદવ વેઢ વાંકડીઆ, સો વન મુગટ હીરલે જડીઆ, ૪૮ કડાં પુચીઓ બાજુબંધ કશીઆ, શાળો દોશાળો ઓઢે છે રશીયા;છપનકોટી તો બ શાબરીઆ જાણું,બાજું જાનૈઆ કેટલા વખાણું.૪૯જાનડી શોભે બાળુડે વેશે, વીવેકે મોતી પરોવે કેશે;સોળ શણગાર ધરે છે અંગે, લટકે અલબેલી ચાલે ઉછરંગે. ૫૦ લીલા વટ ટીલી દામણી ચળકે, જેમ વીજળી વાદળ શળકે; ચંદ્ર વદની અધા જો નેણી, સીંહકટી જેની નાગ શી વેણી. ૫૧ રથમાં બેશીને બાળક ધવરાવે,બીજી પોતાનું ચીર સમરાવે; એમ અનુક્રમે નાર છે ઝાજી, ગાય ગીતને થાય છે રાજી; ૫૨ કોઇ કહે ધન રાજુલ અવતાર,નેમ સરખો પામી ભરથાર; કોઈ કહે પુન્ય નેમનું ભારી, તે થકી મળીયા રાજુલ નારી એમ અન્યોઅન્ય વાદ વદે છે, મોહોડા મલકાવી વાતો કરે છે; કોઇ કહે અમો જઇશું વેહેલી, બળદને ધીતો પાઈશું પે હેલી, ૫૪ કોઇ કહે મારા બળદ છે ભારી, પોહોંચી ન શકે દેવ મોરારી; એવી વાતોના ગપોળા ચાલે, પોત પોતના મગનમાં માહાલે. ૫૫ બોહોતેર કળાને બુધ વિશાળ, નેમ

નાહીને ધરે શણગાર; પહેર્યાં પીતાંબર જરકશી જામો, પાસે ઉભા છે નવસાનો મામો ૫૬. નાથ મુગટ હીરલે જડીઆ, બહુ મુલા છે કસબીનો ઘડીઆ; ભારે કુંડળ બહુ મુલાં મોતી, શેહેરની નારી નેમને જોતી. ૫૭ કંઠે નવસરા મોતીના હાર, બાંધ્યા બાજુબંધ નવ લાગી વાર; દશે આંગળીએ વેઢને વીંટી, બીજી દીસે છે સોનેરી લીટી. ૫૮ હીરા બહુ જડીઆ પાણીના તાજા, કડા સાંકળા પહેરે વરરાજા, મોતીનો તોરો મુગટમાં ઢળકે, બહુ તેજથી કલગી ચળકે ૫૯ રાધાએ આંજી આંખડી આંજી, બહુ ડાહી છે નવ જાય ભાંજી; કુમકુમનું ટીલું કીધું છે ભાળે; ટપકું કસ્તુરી કેરૂં છે ગાલે, ૬૦ પાન સોપારી શ્રીફળ જોડે, ભરી પોશને ચડ્યા વરઘોડે; ચડી વરઘોડો ચઉટામાં આવે; નગરની નારી મોતીએ વધાવે. ૬૧ વાજાં વાગેને નાટારંભ થાય, નેમ વિવેકી તોરણ જાય; ધુશળ મુશળને રવઈઓ લાવ્યા, પોંખવા કાજ સાસુજી આવ્યા, ૬૨ દેવ વિમાન જોય છે ચડી, નેમ નહી પરણે જાસે આ ઘડી; એવામાં કીધો પશુએ પોકાર, સાંભળો અરજી નેમ દયાળ. ૬૩ તમો પરણશો ચતુરસુજાણ; પરભાતે જાશે પશુઓના પ્રાણ; માટે દયાળુ દયા મનમાં લાવો; આજ પશુડાંને જીવતાં રાખો. ૬૪ એવો પશુઓનો સુણી પોકાર; છોડાવ્યાં પશુડાં નેમ દયાળ; પાછા તો ફરીઆ પરણ્યા તો નહી, કુંવારી કન્યા રાજુલ રહી. ૬૫ રાજુલ કહે છે ન શિધ્યા કાજ, દુશમન થયાં પશુડાં આજ;

સાંભળો સરવે રાજુલ કહે છે, હરણીને તાંહા ઓળંભો દે છે, ચંદ્રમાને તેં લંછન કરાવ્યું, શીતાનું હરણ તેંતો કરાવ્યું; મહારી વેળાએ કયાં થકી જાગી, નજર આગળથી જાને તું ભાગી. કરે વિલાપ રાજુલ રાણી, કરમની ગતી મેં તો નવ જાણી; આઠ ભવની પ્રીતને ઠેલી, નવમે ભવ કુંવારી મેલી ૬૮. એવું ન કરીએ નેમ નગીના, જાણું છું મન રંગનાં ભીના, તમારા ભાઈએ રણમાં રઝળાવી, તેતો નારી ઠેકા ણે ન આવી, તમો કુળ તણા રાખો છો ધારો; આ ફેર આવ્યો તમારો વારો; વરઘોડે ચડી મોટા જસ લીધો, પાછા વળ્યામાં ફજેતો કીધો, ૭૦ આંખ્યો અંજાવી પીઠી ચોળા વી, વરઘોડે ચઢતાં શરમ કેમ નાવી, મોહોડે ઉપાડે જાન બનાવી, ભાભીઓ પાસે ગાણાં ગવરાવી,. ૭૧ એવા ઠાઠથી સરવેને લાવ્યા, સ્ત્રી પુરૂષને ભલા ભરમાવ્યા; ચાનક લાગે તો પાછેરા ફરજો, શુભ કારજ અમારૂં કરજો, ૭૨ પાછા ન વળીઆ એકજ ધ્યાન, દેવા માંડ્યું તાંહાં વરશીજ દાન; દાન દેઈને વીચાર કીધો, શ્રાવણ શુદ ૬નો મહુરત લીધો. ૭૩ દીક્ષા લીધી ત્યાં ન લાગી વાર, સાથે મુનીવર એક હજાર; ગીરનારે જઈને કારજ કીધું, પંચાવનમે દીન કેવળ લીધું; ૭૪ પામ્યા વધાઈ રાજુલ રાણી; પીવા ન રહ્યા ચાંગળુ પાણી; નેમને જઈને ચરણે લાગી, પીઉજી પાસે માંજતા માગી. ૭૫ આપો કેવળ તમારી કાહાવું, હુંતો શોકને જોવા ને જાવું, દિક્ષા લેઈને કારજ કીધું, ઝટપટ પોતે કેવળ લી

ધું. ૭૬ મળયું અખંડ એવાતણુ રાજ, ગયા શિવસુંદરી જો વાને કાજ; શુદની આઠમ અશાડ ધારી, નેમજી વરીઆ શીવવધુ નારી. ૭૭ નેમ રાજુલની અખંડ ગતી, વરણવ કે મ થાયે માહારીજ વતી; તથા રપ કહુ બુધી પ્રમાણે, એહુના સુખની કેવળી જાણે ૭૮ ગાશે ભણસેને જે કો ઈ સાંભળશે, તેના મનોરથ પુરા એ કરશે; શીઘનું ધ્યાન રૂદીયે જે ધરશે, તેતો શીવવહુ નારચ્યેજ વરશે ૭૯ સંવત ઓગણીસેં શ્રાવણ માસ, વદની પાંચમનો દીવશ ખાશ;વાર શુક્રનું ચોઘડિયું સારૂ, પ્રસંન થયું મનડું માહારૂ, ૮૦ ગામ ગાંગડના રાજા રામસંગે, કીધો શલોકો મનને ઉછરંગે; મ હાજનના ભાવ થકી મેં કીધો,વાંચી શલોકો સારો જશ લી ધો ૮૧ શેહેર ગુજરાત રેહેવાશી જાણો, વિશાશ્રમાળી ના ત પ્રમાણો; પ્રભુની કીરપાથી નવનાધ થાય, એહુ કરજોડી સુરસસી ગાય. ૮૨ નામ દેવચંદપણ સુરસસી કહીએ, એહુ નો અર્થ એકજ લહીએ, દેવચંદ સુરચંદ છે સસી, રસીક વાણી રૂદીઆમાં વશી.

# સ્તવનો વિગેરે

## શ્રી અધાતમાનું સ્તવન

અવસર ભેર ભેર નહી આવે, જ્યું જાણે ત્યું કરલે ભલાઈ

જન્મ જન્મ સુખ પાવે; હો અવસર ફેર ફેર નહી આવે; તનધન જોબન સબહીએ જુઠો, પ્રાણ પકલમેં જાવે; અવસર૦ તન છુટે ધન કોણ કામકો, કાયાકુ કરપણ કહાવે, અવસર૦ જાકે દીલમે સાચ બશતહે, તાકુ જુઠ ન ભાવે. અવસર૦ આનંદઘન પ્રભુ ચલત પંથમે, સમર સમર ગુણ ગાવે અવસર૦

## ગોડી પારશ્વનાથનું સ્તવન

આવના આવના આવનારે શ્યામ મેરી ગલીસે આવના, એ રાગ. મીલાવના મીલાવના મીલાવનારે ગોડીજીકો દરીસ મીલાવના, અનુભવ મેવા ભજલે પ્રભુજી, ઉન મોહે દરીસ દેખાવનારે, ગોડી૦ અંતરજામી અંતર ન રખો, દ્યો દરીસન સુખ પાવનારે ગોડી૦ રામ વીબુધ કહે જીન પ્રભુ પ્યારા, તનકો તાપ મીટાવનારે ગોડી૦

## નેમનાથનું સ્તવન

મત જાવરે પિયા તુજ વારૂગી, એ રાગ. લેતા જાવરે સામળીયા બીડી પાનનકી, પાનનકીરે બીડી પાનનકી, એ આંકણી. કથા ચુના લવીંગ સોપારી, વારી તેરે દીલ જાનનકી; લેતા૦ તાલ મૃદંગ શરણાઇ સરોદા, બાજી બની રંગ તાનનકીરે લેતા૦ સહેસાવનકી કુંજ ગલનમે; લાગી જરી શુભ ધ્યાનનકી, લેતા૦ કહે નથુ ધર્મ પ્રકાસીત, હું બલીહારી કેવળ જ્ઞાનનકી, લેતા૦



## અરીયાળી

કેહેવા દેને કાહાન તારી માને કેહેવ દેને કાન એ રાગ, નાના વહુને પર ઘેર રમવાનો ઢાળ નાની વહુને પર ઘેર રમવાંના ઢાળ પર ઘેર રમતાં થઈ જુઠા બોલી, દેશે ધણીને આળ, નાના૦ હળવે ચાળા કરતી હીંડે, લોક કહે છીનાળ, નાની૦ ઓલંબા જાણ જાણના લાવે, હઈડા ઉપા સે સાલ, નાના૦ બઈરે પાડોશણ જુવોને લગાર, ફોગટ ખાસે ગાળ, નાના૦ આનંદઘનશું રંગે રમતાં, ગોરી કાને ઝબુકે ઝાળ ॥ નાની ॥

## દોઢીયુ

લગી તોરે ડર સબીરે ખુમારીયા, ટેક ભાગ્ય ધંતુરા મુને કેઈ ન ભાવે, બીન કેફે સુધ બીસારીયાં, લગી૦ ૧. ગ્યા નકો બાન ભરી ભરી મારે, મારી મોહે પ્રેમકી કટારી યાં, લગી૦ ૨. તુહીતુહી કરતાં મધન ભયોહે, રૂપચંદ પીયા વારીયા, લગી૦ ૪.

## નીંદ્રા વિષે દોઢીયુ

સોવે સોવે સારી રેણ ગુમાઈ, વેરણ નીંદ્રા કહાંસેરે આઈ; નીંદ્રા કહે મેં બાળીરે ભોળી, બડેબડે મુનીજનકુ નાંખુ ઢો ળી, વેર૦ નીંદ્રા કહે મેં જમકી દાશી, એક હાથમે મુગ તી દુસરે હાથમે ફાંસી, વેર૦ સમયશુંદર કહે સુણો ભાઈ બહેનીયાં, આપ મુએ સારી દુબ ગઈ દુનીયાં, વેર૦

## શીખવદેવજીનું સ્તવન.

રાગ પરજીઆનો

આઇ બસો દીલ બાગમે, જીન મેરા આઇ બસો દીલ બાગમે, ટેક. ચુનીચુની કલીઆં તોરે ચરણ ચઢાવું, ગુણ ગાઊં જીન તોરા રાગમે, જીન૦ નાભીરાઆ મારૂ દેવીકો નંદન; જુગલા ધર્મ નીવારતો, જી૦ ૨. સેવક પ્રભુસુ અરજ કરે છે, ભવોભવ પાર ઉતારના. જી૦ ૩.

દોઢીયું

બડો ચતુર પેલો ટોપી વાળો ચગનગાડી ચલાવીરે એ રાગ, અંતર મેલ મીટો નહી મનકો, ઉપર તન ક્યા ધોઆરે, ટેક. સોળ શણગાર સજીરે શીરપર મુખડા કાચમે જોઆરે, અંતર ૧. અગર અત્તર અબીલ અરગજા; ગંડી દેહસુ મોહોરે, અંતર ૨ સરસ આહાર કરી તનને પોસે; ત્રીઆ પલંગપર શોઆરે, અંતર. ૩ કહે જીનદાસ અક્ષય અમરપદ, જબ નીરખ્યા તબ રોઆરે. અંતર ૪

સાખી

જીન પ્રતીમા જીનવર સગી, ન ગણે કોઇક ગમાર;
પણ તે કુગતી ઇહાંથી ગઇ, ખાશે જમના માર;
એમ જાણી કુમતી પ્રાણીઆ, ન કરો કાંઇ અકાજ;
જીન પ્રતીમા જીન સમી ગણી, પુજો તે ત્રણ કાળ;
કુમતી મુખ કાળા તણી, નવી સમજે સુત્ર વાત;
ઊંધી મત આસે ધણા, તસ મુખ દુરે દાટ;

## નેમનાથજીના સાતવાર.

આદીતે અરીહંત આમ ઘેર આવોરે,
મારા શ્યામ શલુણા નેમ દીલમાં લાવોરે. ૧
શોમે તે શુભ શણગાર સજીએ સંગેરે,
મારા જુગ જીવણના સાથ રમીએ રંગેરે. ૨
મંગળ શુભ દીન આજ મંગળ ચારૂરે,
કાંઈ નવ ભવ કેરા નેહ હું સંભારૂરે. ૩
બુધ ઘેર આવો નાથ બુધ માહા બળીઆરે,
પ્રભુ એક સેહેસ ને આઠ લક્ષણ ભરીઆરે. ૪
ગુરૂ ગીરવા ગુણવંત શીવા દેવીનારે,
કાંઈ સમુદ્રવીજય કુળ ચંદ નેમ નગીનારે. ૫
શુક્ર સેહેસાવન આલો સંજનારે,
મારે સમય થયો પરભાત વીતી રજનારે. ૬
શનીશ્વરે સંજમ લીધ પ્રીત વધારીરે,
દાનું પામ્યા પરમાનંદ નેમને નારીરે. ૭
કહે મુળચંદ જો એમ આશા ફળસેરે,
જો નીરમળ પાળે શીયળ ભવજળ તરેશેરે. ૮

---

### વસંત.

વસંત પંચમીને નઉતમ ચેત્ર, લગન લીઓ નીરધાર લલના.
સહુ સાજન મળી તોરણ આએ, પશુડે માંડ્યો પોકાર. વ૦
સંતર વીના આદરયો હો હામેરી લલનારે પરણે છે, નેમ કુમારી

વસંત૦લીલા પીળા વાંસ રંગાવો,ચોરી ચીત્રાવો ચાર લલના; ભાવે તે દેવતા વેશ ભણુ છે, મંગળ ગાવે સખીઓ ચાર. વસંત૦ નેમજી હૈયામાં ક્રોધ ભરાણા, સંસારમાં નહી સાર લલના, રથ વાળી નેમ ગીરનાર ચાલ્યા, રોતીરે રાજુલ નાર. વસંત૦ આઠ ભવની હું નારી તુમારી, સારે અમારા વાંક લલના; ભવ ભવની હું દાશી તુમારી. કાળો છે કામ ણગારો વસંત૦ રાજુલ ચાલ્યાં સંજમ લેવા, જઇ ચડયાં ગડગીરનાર લલના, કરજોડી ઉત્તમ પાયે લાગુ, તારજો દીન દયાળ વસંત વીવા આદરયોહો.

## જીન બીંબ સ્થાપવાનું સ્તવન.

વીર વદે એમ વાણીરે પ્રાણી, એ રાગ,

ભરતાદીકે ઉધારજ કીધો, શેતરૂંજા મોજાર; સોના તણાં ત્યાંહાં દેહેરાં કરાવ્યાં, રત્ન તણાં બીંબ થાપ્યા હો કુમતી: કહાં પ્રતમા ઉથાપી, કીમજીન વચન ઉથાપી; હો૦ કુ૦ ૧ વીર પછે બસેં નેવું વરસે, સંપતીરાય સુજાણ; સ[illegible] લાખ પરસાદ કરાવ્યાં, સવા કરોડ બીંબ થાપ્યાં હો૦ કુ૦ [illegible] દ્રુપતીએ જીન પ્રતીમાં પુજી; સુત્રમા સાખ [illegible] છઠે અંગે તે વીરે ભાખ્યું, ગણધર પુછે સાખી; હો૦ કુ૦ ૩ સંવત નવસેં તાણું વરસે, વીમળ મંત્રીસ્વર તેહ; આબુ તણાં જેને દેરાં કરાવ્યાં, બે હજાર બીંબ થાપ્યા; હો૦ કુ૦ ૪ સંવત અગીઆર નવાણું વરશે, રાજા કુંવરપાળ; પો

ચ હજાર પરસાદ કરાવ્યાં,સાત હજાર બીંબ થાપ્યા હો૦ ક૦ ૫ સંવત બાર પંચાણું વરસે, વસ્ત પાળ તેજપાળ પાંચ હજાર પરસાદ કરાવ્યાં, અગીઆર હજાર બીંબ થાપ્યા હો૦ ક૦ ૬ સંવત બાર બોહોતેર વરશે,સંઘવી ધંનો જેહ;રાણકપુરજીન દેરાં કરાવ્યાં,ક્રોડ નવાણું દ્રવ્ય ખરચ્યો હો૦ ક૦ ૭ સંવત તેર ઇકોતેર વરસે, સમરો સારંગ શેઠ; ઉધારપંદરમો સેતરૂંજે કીધો, અગીઆર લાખદ્રવ્ય ખરચ્યો; હો૦ ક૦ સંવત સોળ છોતેર વરસે, બાદરશાને વારે, ઉધાર સોળમો શેતરૂંજે કીધો, કરમાસાએ જસ લીધો હો૦ ક૦ ૯ જીન પ્રતીમા એ જીનવર સરખી, પુજો ત્રીવીધ તુમે પ્રાણી; જીન પ્રતીમામાં સંદેહ ન રાખો,વાચકજસની વાણી હો૦ ક૦ ૧૦

## સીધાચલનું સ્તવન.

સ[illegible] મુ[illegible]ને સીધાચળ લેઇ ચાલ. લેઇ ચાલ લેઇ ચાલરે સામીજી મુ[illegible] સીધાચળ લેઈ ચાલ. વિલંબ કશી કરીરે વાલમાં, કાગું દાઠી છે કાલરે, સા૦ સી૦ ૧ ઘોધા બંદર નગરે જઇ કરીરે વાલમાં, મળીઓ સઇઅર કેરા સાથરે સા૦ સી૦ ૨ પાળીતાણું નગરે જઇ કરીરે વાલમાં,સફળ થઇ મુજ આશરે સા૦ સી૦ ૩ એણી દેખી લોચન ઠરચાંરે વાલમા, સફળ થયો અવતારરે, સા૦ સી૦ ૪ ઉચાં દેરાં આદીનાથનાંરે વાલમાં૦ ઉગમણે દરબારરે, સા૦ સી૦ ૫ સુરજકુંડમાં નાહી કરીરે વાલમાં. પેહેરવા જાદવ ચીરરે. સા૦

સી૦ ૬ કેશર ચંદન ઘસી ઘણાંરે વાલમાં, પુજવા આદીજી ણંદરે સા૦ સી૦ ૭ સુરનર જન સેવા કરેરે વાલમા, ચમર ઢાળે ઈંદ્ર સા૦ સી૦ ૮ કંઠે કંઠારા હેમનારે વાલમા કંઠે નવશેરા હારરે સા૦ ૯ બાંહે બાજુબંધ બેરખારે વાલમાં લીલાવટ ટીલક જડાબરે સા૦ મસ્તક મુગટ હીરે જડ્યો કાને કુંડળ સારરે, સા૦ સી૦ ૧૧ કીરતીવીજે ઉવજાય નોરે વાલમા, હોજો મંગળ માળરે. સાગીજી મુજને શીવા ચળ લેઈ ચાલ ૧૨

## નેમનાથજીનું સ્તવન.

સંજમ લેઉગી સાથ પીયા મેતો સંજમ લેઉગી, સંજમ લેઉ ગી મેં સાપ ચલુંગી, પીયા મેતો સંજમ લેઉગી, રહુગી પ્રી તમ પાસ; પીયા૦ ૧ સમુદ્ર વીજય શીવાદેવીકો નંદન, જદુ પતી નેમ કુમાર, પીયા૦ ૨ માત પીતા મેરા જન્મ દીયોહે, કરમ લીખ્યો કીરતાર. પીયા૦ ૩ તન ધન જોબન સીર નહી આપનો, સુપના જેમ સંસાર પીયા૦ ૪ આઠ ભ વંતર નેહ કીયોહે, નવમે તજીહે નાંહ પીયા૦ ૫ તોરણ આયે ચલે રથ ફેરી, પશુઓના શુણી પોકાર. પીયા૦ ૬ સે હેસાવન જઈ સંજમ લીધું, છાંડ્યા વીખય વીકાર પીયા૦ ૭ રાજુલ પ્રીતે પ્રભુ પાય નમીને, લીધો સંજમ ભાર. પીયા૦ ૮ કરમ ખપાવી કેવળ પામી, પોહત્યા મુગતી મોઝાર પીયા૦ ૯ રંગકહે પ્રભુ સરણ તુમારા દેજો ભગતી સ્તાર પીયા૦ ૧૦

સીધાચલનું સ્તવન. દેશી લલનાની. સીધગીરી ધ્યાવો ભવીકા સીધગીરી ધ્યાવો, ઘેર બેઠા પણ બહુ ફળ પાવો ભ૦ આંકણી. નંદીસર જાત્રા જે ફળ હોવે, તેથી બમણું ફળ કુંડલગીરી હોવે ભ૦ ૧ ત્રીગણું રૂચક ગેરી ચોગણું ગજદંતા, તેથી બમણું ફળ જંબુ મહંતા ભ૦ ખટ ઘણું ધાતકી ચૈત જુહારે, છત્રીસ ગણું ફળ પુખ્ખલ વીહારે ભ૦ ૨ તેથી તેરસગણું ફળ મેરૂ ચૈત જુહારે, સહસગણું ફળ સમતસીખરે ભ૦ લાખ ગણું ફળ અંજનગીરી જુહારે. દસ લાખ ઘણું ફળ અષ્ટાપદ ગીરનારે. ભ૦ ક્રોડ ગણું ફલ શ્રી સીધાચલ ભેટે, જેમરે અનાદીના દુરીત ઉમેટે, ભ૦ ભાવ અનંતે અનંત ફળ પાવે, શ્રી ગ્નાનવીમળ સુરી ધર્મ ગુણ ગાવે ભવીકાં ધર્મગુણ ગાવે.

### સ્તવન

કુંઅર ગભારો નજરે દેખતાજી, એદેશી. સમકીત દ્વાર ગભારે પેસતાંજી, પાપ પડળ ગયાં દુર રે, મોહન મારૂદેવીનો લાડણોજી, દીઠો મીઠો આનંદ પુરરે, સમ૦ ૧ આયુ વરજીત સાત કર્મનીજી, સાગર કોડા કોડી હીણરે, હસ્થીતી પઢમ ગુણ કરીજી, વીર્ય અપુરવ મોઘર લીધરે સમ૦ ૨ ભુગલ ભાગી આદ્ય કષાયનાજી, મીથ્યાત મોહની સાંકલ સાથરે, બાહાર ઉઘાડયાં સમ સંવેગનાંજી, અનુભવ ભવને બેઠા નાથરે. સ૦ ૩ તોરણ બાંધ્યું જીવ દયા તણુંજી, સાથીઓ પુરયો સરધા રૂપરે; ધુપ ઘટી પ્રભુ ગુણ અનુમોદનાજી, ધીગુણ

મંગળ આઠ અનુપરે. સ૦ ૪ સંવર પાણી અંગ પખાલણે જી, કેસર ચંદન ઉત્તમ ધ્યાનરે, આતમ ગુણ રૂચી મૃગ મ દ મહ મહેજી પંચા ચાર કુશમ પ્રધાનરે સ૦ ભાવ પુજાએ પાવન આતમાજી, પુજો પરમેશ્વર પુન્ય પવિત્રરે, કારણ જોગે કારજ નીપજેજી, ખીમાવીજય જીન આગમ રીતેરે સ૦ ૬

### અથ ગીરનાર તિર્થ સ્તવન.

તોરણથી રથ ફેરી ચાલ્યા કંતરે, પ્રીતમજી
આઠ ભવાની પ્રીતડી તોડી તંત; માહારા પ્રીતમજી.
નવમે ભવ પણ નેહ ન આણ્યો મુઝરે પ્રીતમજી;
તોસ્યે કારણ એટલે આવવું તુઝ, મારા પ્રીતમજી
એક પોકાર સુણી તીર પચનો ઇમરે. પ્રીતમજી
મુકો અબલા રોતી પ્રભુજી કીમ મારા પ્રીતમજી
ખટ જીઉના રખવાલમાં સીરદારરે પ્રીતમજી
તો કીમ વીલવતી સ્વામી મુકો નારી, મારા પ્રીતમજી;
સિવ વધુ કેરૂ એહવું કેવું રૂપરે પ્રીતમજી
મુજને મુકીને ચીતમાં ધરી જીન ભુપ માહારા પ્રીતમજી
જીનજી લીએ સહસાવનમાં વ્રત ભારરે પ્રીતમજી
ઘાતી કર્મ ખપાવીને નીરધાર માહારા પ્રીતમજી
કેવળ રીધી અનંતી પરગટ કીધરે પ્રીતમજી
જાણી રાજુલ ઇમ પ્રતિજ્ઞા લીધ મારા પ્રીતમજી
જે પ્રભુજીએ કીધું કરવું તેહરે પ્રીતમજી
ઇમ કહી વ્રત ધર થઇ પ્રભુ પાસે જેહ મારા પ્રીતમજી

પ્રભુ પહેલા નીજ મોક્ષનું જોવા રૂપરે. પ્રી૦
કેવળજ્ઞાન લહી થઇ સીધ સરૂપ, માહા૦
સિવ વધુ વરીઆ જીનવર ઉત્તમ નેમરે. પ્રી૦
પદમ કહે પ્રભુ રાખો અવીચલ પ્રેમ. મહા૦ ૫

## દોઢીયાં.

મારી આંખલડીમાં કામણ કીધું છેલ છોગાળા, ચીતડુ મારૂં ચોરી લીધું છેલ છોગાળા; પરભુજી દીસોછો ચતરી છેલ છોગાળા, મુને લાગી પ્રેમ કટારી છેલ છોગાળા, તેનું દરદ ક્યાં જઇ કહીએ છેલ છોગાળા; તમને મુકીને ક્યાં રહીએ, છેલ છોગાળા, તમેતો ઘણાના કારજ કીધાં છેલ છોગાળા; હવેતો તુમ ચરણ આવ્યા છેલ છોગાળા; તુમથી બાંધી પુરણ પ્રીત છેલ છોગાળા, એ શુરશશીને લાગી મીઠી છેલ છોગાળા.

---

કામ છે કામ છે કામ છેરે, મારે કેશરીઆ વાલાનું રૂડું કામછે. ચરણ સેવાનું મારે કામ છેરે, મારે કેશરીઆ વાલાનું રૂડું કામછે જીસ નામે ભવ જળ દધી તરીએ, સબલ ...નનું કામછેરે, મારે૦ ૧

કોઇ સેવે શંકર કોઇ સેવે બ્રહ્મા કોઇ વીશનવ કોઇ રામછેરે; મારે૦ ૨

ફુલચંદ કહે જય જગજીવન ધુલવા નગર જીન ધામ છેરે મારે૦ ૩

---

મારા મુખડા ઉપર વારીલાલ લટકાળા, લટકે ચંદનબાલા તારી લાલ લ૦ કીધુ સુળીનું સીધાસણ લાલ લ. ઉગ ચો શુંદર શીન લાલ લ. ચરણ ચંડકોશીઓ ડશીઓ લાલ, લ. એતો દેવલોક જાઈ વશીઆ લાલ. લ૦ માટે શીકલ મારી ન્યારી લાલ.લ૦ શુરવાસીને બલીહારી લાલ. લટકાળા.

સઝાય.

આપ સભાવમાંરે અબધુ સદા મગનમાં રહેના, જગત જી વહે કરમાધીના; અચરીજ કછુંઆન લીના. આ૦ ૧ તુમ નહી કેરા કોઈ નહી તેરા કચાકર મેરા મેરા, તેરાહૈશો તે રી પાસે; અવર સબ અનેરા. આ૦ ૨ વપુવીનાસી તું અ વીનાસી અબહૈ ઉનકું વીલાશી, વપુ શંખ જબ દુરની રા સી, તબ તુમ શીવકા વાસી આ૦ ૩ રાગને રીસા દોય ખ વીસા, એ તુમ દુખકા દીસા, જબ તુમ ઉનકુ દુર કરીસા તબ તુન જગકા ઈસા આ૦ ૪ પારકી આશા સદાનીરાશા એહૈ જગજન પાસા તે કાટનકુ કરો અભ્યાસા લહો સદા સુખ વાસા આ૦ ૫ કબહીક કાજી કબ હીક પાજી કબહી ક હુઆ અપ ભ્રાજી, કબ હીક જગમે કીરતી ગાજી, સબ પુદગલકી બાજી આ૦ ૬ સુધ ઉપીઓગને સમતાધારી જ્ઞાન ધ્યાન મનોહારી, કરમ કલંકકું દુર નીવારી; જીવ વરે શીવનારી. આ૦ ૭

# અગત્યની ખબર.



સરવે સજ્જનોને સુચના આપવામાં આવે છે કે, અમારી પાસે નિશાળપયોગી ઘણી જાતની ચોપડીઓ, તથા વારતાઓ, કાયદાઓ પુસ્તકો, જાંગડ વેચાણ ઇપા લેનારને સુલભ પડે તેવી રીતે આપવાના છે, અને તે પુસ્તકોનું લીષ્ટ અમોએ બનાવેલુંછે સબબ જેઓને ચોપડીઓ જોઇતી હોય તેઓએ પ્રથમ લીષ્ટ મંગાવી માહેત થઇ અગત્ય હોયતો આરત વીગરેનો પકો બંદોબસ્ત કરવો. છપાવનારાઓને સારી રીતે અને તાકીદથી છાપી આપવામાં આવશે.

ગુજરાત યુનિયન પ્રેસના માલેક.

વાડીલાલ દલીચંદ